श्री

# सुद्धोपवास व्युत्पत्ती

तथा

# पात्र कल्प सुधाचार.

ભાગ ૧ લો.

જૈન ધર્મિઓને માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા૦ નથુ ત્રીકમ.



अमदावाद.

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત. ૧૯૪૫

કીમત ૦—૨—૬

श्री

# सुद्धोपवास व्युत्पत्ती

तथा

# पात्र कल्प सुधाचार.

---

ભાગ ૧ લો.

---

જૈન ધર્મિઓને માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા૦ નથુ ત્રીકમ.



अमदावाद.

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત. ૧૯૪૫

કીમત ૦—૨—૬

# સુચના.

અરે મારા વિવેકી મિત્રો! આપણે એક ખરી રીતની બાબત વિચારમાં લાવી સોચવવા જેવી છે જે આ જગતને વિષે કેટલાએક મત મતાંતર વર્ત્તે છે તે સર્વ મતથી જૈન મત (જૈનધર્મ) ન્યારો છે એટલુંજ નહીં પણ જૈનધર્મ સર્વોત્તમ ને શ્રેષ્ટછે, અને જૈનધર્મ સંબંધી ક્રિયા પણ સર્વોત્તમ છે તેમજ જૈનધર્મ સંબંધી જે ઉપવાસ તે એવા વિકટ અને આકરા કે જેથી કરીને અનેરા મત વાળા તે ઉપવાસની વાત સાંભળી કંપી ચાલે. વળી સિધ્ધાંતમાં પણ કહ્યું છે જે મિથ્યાતીની કરણીએ માસખમણના પારણે માસખમણ કરે અને ડાભની અણી ઉપર રહે તેટલું પારણું કરે. એવી રીતે આખો ભવ કરે તોપણ જૈનધર્મ સંબંધીનો એક ઉપવાસ તેની સોળમી કળાએ (ભાગે) આવે નહીં, તો આવા અમુલ્ય ઉપવાસોનું ફળ ગ્રહણ કરતાં તે ઉપવાસની અંદર કોઇ જાતની ખામી લાગતી હોય તે ડાહ્યા લોકોએ પ્રથમથીજ વિચાર કરી ઉપવાસ કરનાર તથા કરાવનારને તે ખામી (દોષ) ટાળી જેમ શુદ્ધ ઉપવાસ બને તેવા હેતુથી પચ્ચખાણ કરવ અથવા કરાવવા એવી અમારી ફરજ છે.

**મુ. ધોલેરાબંદર.**
તા. ૧૫-૧૦-૧૮૮૯

લી. શુભેચ્છક.
**શા. નથુ ત્રીકમ.**
પ્રગટ કર્ત્તા.

૪૧૭૫

# श्री सुद्धोपवास व्युतपत्ती
## तथा
# पात्र कल्प सुधाचार.



### દોહરા.

ગ્રંથ વાંચી શ્રોતા જનો, કરો વિચાર ધરી નેક;
રાત દિવસ પટંતરો, તે કેમ થાશે એક. ૧
તીમ દુઃપચ્ચખાણનું, કરે સ્થાપન નરે જેહ;
શુ પચ્ચખાણ ઉથાપતાં, દેખત ભૂલ્યા તેહ. ૨
દુઃપ્રત્યાખ્યાન જાણીને, કરવા નસ ઉમંગ;
શુ પચ્ચખાણની વારતા, કરતા માંડે તે જંગ[1]. ૩
પણ શુ પચ્ચખાણ વિણ, હોય આરાધીક કીમ;
સુત્રે વિરાધીક કહ્યા, ગ્રહી ભંગ કરે નીમ. ૪
દ્રવ્ય ખેત્રકાળ ભાવને, જાણી કરે પચ્ચખાણ;
જીણ વીધ દોષ ન ઉપજે, એ જીન આગ્ના જાણ. ૫

## ઉપદેશી સઝાય.

### રાગ બણઝારો.

એક ધર્મ વિના હો ભાઇ, જગ સઘળી જુઠ સગાઇ. ટેક

---

૧ તકરાર.

એક ધ્યાન તમારૂં ધરવું, તપ જપ અતિશે કરવું;
એમ મનમાં ઘણો ઉમાહી, જગ સબહી જુઠ સગાઇ. ૧
મુને જન્મ મરણથી રાખો, હવે તુમ ગુણ રસ મેં ચાખ્યો;
તેથી કરી તુમશું મિત્રાઇ, જગ સબહી જુઠ સગાઇ. ૨
ભવિ આરે સંસાર અસાર, તેથી નીકળજો સહુ બાર;
હું વિનવું ગોદ બીછાઇ, જગ સબહી જુઠ સગાઇ. ૩
તમે તજો ક્રોધાદિક ચાર, તેથી પામશો ભવનો પાર;
નહિંતો થાશો ઘણા દુખદાઇ, જગ સબહી જુઠ સગાઈ. ૪
મહા મુની તપ અતિ કરતો, એતો ક્રોધ થયો આકૃતો;
થયો ચંદ કોશીઓ વન માંહી, જગ સબહી જુઠ સગાઈ. ૫
એક બાહુ બળ મુની રાયા, માનેથી વેલડીએ વિંટાયા;
પ્રતિ બોધ્યો જીનેશ્વર પ્રાંહીં, જગ સબહી જુઠ સગાઇ. ૬
એક માયા કપટ જે કરશે, તેતો અસ્ત્રી વેદે અવતરશે;
તમે દેખો મલીનાથ પ્રાંહીં, જગ સબહી જુઠ સગાઇ. ૭
અતિ લોભ માંહી જો પડીયો, અખાદાને કરમે નડીયો;
તેતો વસ્યો વેશા ઘર જાઇ, જગ સબહી જુઠ સગાઇ. ૮
તે માટે સેવો ધર્મ સાર, તમે તજો ક્રોધાદિક ચાર;
તો મળશે શિવ સુખ દાઇ, જગ સબહી જુઠ સગાઈ. ૯
અહો ગામ ઘોલેરા મોઝાર, કહે નથુ હરખ અપાર;
રહી જ્ઞાન પ્રબોધક માંહી, જગ સબહી જુઠ સગાઇ. ૧૦

## તપવિશે સઝાય.

**"સુકન વાંદેરે લીલાવતી રેલાલ" એ રાગ.**

તપ વડોરે સંસારમાંરે લાલ, ભાંખ્યો પ્રવચન માંયરે; ચતુરનર.

કરમહણી કેવળ લહેરે લાલ, દીએ મુગતી પોંચાયરે. ચ० તપ० ૧
તપે રૂપ પામે ઘણોરે લાલ, હોવે સુર અવતારરે; ચ० તપ०
રિધિ વૃદ્ધિ સુખ સંપદારે લાલ, પામે લબ્ધી ઉદારરે. ચ० તપ० ૨
તપે રોગ દુરે ટળેરે લાલ, વિઘ્ન સહુ ટળી જાયરે; ચ० તપ
તપે દેવ રક્ષા કરેરે લાલ, લક્ષ્મી વસે ઘર આયરે. ચ० તપ० ૩
તપ અગ્નિ પ્રગટ ભઇરે લાલ કરમ ઈંધણ બળી જાયરે; ચ० તપ०
અમર પુરીએ સીધાવતારે લાલ, સાચોએહ સખાયરે. ચ० તપ० ૪
અજ્ઞાન પણેતપસા કરેરેલાલ, તોહીનિફળ નવી થાયરે; ચ० તપ०
જ્ઞાન સહીત જે તપ તપેરેલાલ, ફરી ગર્ભાવાસ નાયરે. ચ० તપ० ૫
તપ ઉણોદરી જે કરેરે લાલ, અંત પ્રાંત જમે આહારરે; ચ० તપ०
નર્કના દુખ સો વર્ષથીરે લાલ, અધિકા કરમ દીએ ટાળરે. ચ०તપ०૬
એક ઉપવાસ કરતા થકારે લાલ, સહસ્ત્ર વર્ષનું માનરે; ચ० તપ०
એલે લાખ વર્ષનારે લાલ, ક્રોડ વર્ષ તે લે જાણરે. ચ० તપ०
કોડા કોડિ વર્ષ નરકનારે લાલ, દુખ ચોલો દીએ ટાળરે; ચ०તપ
સુત્ર ભગવતિ મેં કહ્યોરે લાલ, સોળમોસતક સંભાળરે. ચ०તપ०૮
ખરો ખજીનો તપ જીવનેરે લાલ, પુન્યવંત પ્રાણીકરે સંચરે; ચ०તપ०
મુકિત જાતાં સંબળ ભલોરે લાલ, નહિં કીસો પરપંચરે. ચ०તપ०૯
તપ કીધો માહાવિરજીરે લાલ, વર્ષા સાઢાબારરે; ચ० તપ०
ધનો મુની તપ તપી ગયારે લાલ, સ્વારથ સીદ્ધ મોઝારરે. ચ०તપ०૧०
એલે એલે કીયો પારણોરે લાલ, ગોતમ નામે ગુણધારરે; ચ०તપ०૧૧
ખંધક તપતપી આકરોરે લાલ, લીઓ અચ્યુત કલ્પ સારરે ચ०તપ०
અરજુન માળી ઓધરોરે લાલ, મુનીવર મેઘ કુમારરે; ચ०તપ०
વિર ચરણ જેણે ભેટીયારે લાલ, કાટી કર્મની જાળરે. ચ०તપ० ૧૨

બ્રાહ્મિ સુંદરી બાળીકારે લાલ, શ્રી કૃષ્ન રાણી અષ્ટરે; ચ૦ તપ૦
વિવિધ પેરે તપ આદરીરે લાલ, ટાળ્યા કર્મના કષ્ટરે. ચ૦ તપ૦ ૧૩
ઇત્યાદિક બહુ તપ તપારે લાલ, કહુ કેતા નામરે; ચ૦ તપ૦
કર્મ કઠણ દળ જીપવારે લાલ, લહીવા અવીચળ ઠામરે. ચ૦ તપ૦ ૧૪
તપ કરો ભવી પ્રાણીઆરે લાલ, તપથી કારજ સીધરે; ચ૦ તપ૦
કહે નથુ થીર મન કરીરે લાલ, લેશો મોક્ષ પ્રશીધરે; ચ૦ તપ૦ ૧૫

## પુજ્ય સાહેબ ગોપાળજી સ્વામીની જોડ.

### રાગ કલ્યાણ.

નમું પ્રીતે કરી ધ્યાન તુમ ધરી. બ્રજરાજ સ્વામિજીનું હરખશું ભરી. ટેક. સહુ સુખ કારણ સુણ ભવી તારણ વિનતડીમુજ આજ; કૃપા કરી સેવકને તારો તો સીઝે મુજ કાજ. નમું. ૧. તુંહીંજ માતા તુંહીંજ પીતા, તુંહીંજ મોટા દેવ ભવ સાયર બુડતાં નીવારો સારૂં નીત્યે સેવ. નમું. ૨ ભવ માંહે હું ભમીઓ આપે, પાપ તણે પરસંગ; નવ તત્વની વાત વીખોડી, લાગ્યો નહીં જીન રંગ. નમું. ૩. પુરવ પુન્યના પરમ સંજોગે, પામ્યો નરભવ દેહ; બાંય ગ્રહાની લાજ વહોતો, પામું ભવનો છેહ. નમું. ૪. ચાર ગતીમાં ફેરા ફરતા, મળીયો સુર તરૂ સાર; સાચો જાણી પ્રેમ વખાણી, જીન સાસન સણગાર. નમું. ૫. માત સેજ બાઈ નંદન કહીએ, મુળચંદ કુળ સણગાર; પ્રીત બંધાણી ચંદ ચકોરા, જીમ ચાતુક જળ ધાર. નમું. ૬. દીનદીન પ્રત્યે પ્રેમ વીશેષે, કમળ વાસના રંગ; લેવા જાવા મધુકર રસીઓ, મુજ મન તેમ ઉમંગ. નમું. ૭. આજ

ભઓ માનવ ભવ મીઠો, અતિ સારમાં સાર; દાળિદ્ર દુખ દુર જાસે, જીન ધરમ આધાર. નમું. ૮. જીવ અજીવનું જાણપણું જે, તે સહુ તુમ પસાય; હું અપરાધી કિંકરને ગુરૂ, બોલાવે સુખ થાય. નમું. ૯. છોરૂ કછોરૂ કદીએ થાવે, પણ માવીતર પ્રીત; રીસ કરી કદીએ નવ કોપે, એ મોટાની રીત; નમું. ૧૦ બાળુડો જીમ બોલે વાણી, અડથલ ગડથલ વેણ; તેમ તાતજી હું પણ જાણો, કર જોડી કહું કેણ. નમું. ૧૧. કરમ આઠ રીપુદળ મોટા, જીમ કાયાથી જાય; અંતરમાં અજવાળું પ્રગટે, પાપહી દુર પળાય. નમું. ૧૨. સેવક માંહી સમોતો થાપો, તો તો સીઝે કાજ; ભવો ભવ્યના પાતક કાપી, દીજે સુખ સમાજ. નમું. ૧૩ સંવત સસી નીધી વેદ મુળમાં, માસ અસાડે જોય; તથ ત્રીજ ને શુકલ પક્ષે, વાર સોમમાં સોય. નમું. ૧૪. ગામ બંદર ધોલેરા માંહી, છે કર્ત્તાનો વાસ; ત્રીકમ સુત નથુ એમ કહે જે, આપો અવીચળ વાસ. નમું. ૧૫.

---

# सुद्धोपवास व्युत्पत्ती.

કેટલાક લોકો ઉપવાસોમાં ભત્તં શબ્દને પચ્ચખામી શબ્દ લગાડીને એટલે એક ઉપવાસને ચઉથ્થ ભત્તં પચ્ચખામી બે ઉપવાસને છઠભત્તં પચ્ચખામી, ત્રણ ઉપવાસને અઠમભત્તં પચ્ચખામી. એમ ચાર ઉપવાસને દશભત્તં પચ્ચખામી એવી રીતે જેટલાં ઉપવાસ કરવા હોય તેને બ-

મણુા કરીને ઉપર બે ભેળવીને ભત્તં સહીત પચ્ચખાણ કરાવે છે, તે સૂત્રથી વીરૂદ્ધ છે કેમકે સિદ્ધાંતમાં કોઈ ઠેકાણે ઉપવાસ કરવા વાળાને તમારા ભત્તં. પચ્ચખામીની વિધિ પ્રમાણે પચ્ચખાણ કરાવવા કહ્યા નથી. વળી તમોએ ભત્તં શબ્દની ચરચામાં પાને ૭૨ મેં કહ્યું છે કે "ભત્તંશબ્દ કાઢીને દાહાડા સુધી તારીખ સુધીનું પદ નવું નાખે છે તે સૂત્રના અજાણ છે" તેનો ઉત્તર—આ ઉપરથી એમ માલમ પડેછે કે સૂરૂગેનો પાઠ કાઢીને ચઊથ્થ ભત્તં પચ્ચખામીનો પાઠ તમોએ નવો નાખ્યો છે તે સૂરૂગેના પચ્ચખાણ કરાવતાં તમોને કાંઈક હરકત કરતાં થયું હોય એમ સંભવે છે, પણ સૂરૂગેનો પાઠતો આવસ્યક સૂત્રમાંછે, અને ચઉથ્થ ભત્તં પચ્ચખામીતો કંઈ જણાતો નથી માટે આજે ચઉથ્થ ભત્તં પચ્ચખામીની વિધી તમોએ નવી ઉત્પન્ન કરી હોય એમ સંભવે છે. કારણ કે ઘણા સિધાંતોમાં ઠારોઠાર ચઉથ્થ ભત્તં, છઠ ભત્તં, અઠમ ભત્તં, તથા ચઉથ્થં કરેઈ, છઠં કરેઇ, અઠમં કરેઈ ઈત્યાદિક પાઠ છે, પણ કોઇ ઠેકાણે ચઉથ્થભત્તં પચ્ચખેઈ, છઠભત્તં પચ્ચખેઈ, અઠમભત્તં પચ્ચખેઈ એવો પાઠતો દીસતો નથી. માટે જો હોય તો સૂત્રના આધાર સહીત જવાબ આપવો. વળી તેજ પાનાની અંદર તમોએ કહ્યુંછે કે "ભત્તં શબ્દે એકવાર જમવું અર્થ થાયછે ત્યારે ચઉથ્થ ભક્ત કરે છે તેના ચાર ભક્ત મેળવી આપો તે મળે નહીં તે વારે સૂત્રના અજાણ મુંઝાય. પછી ભત્તં શબ્દ કાઢી નાખે છે" તેનો ઉત્તર—અહહા! જે આવા શ-

બ્દ વાપરે છે તેને અમારે શું કહેવું તે વિષે વિશેષ ન લખતાં આ જગ્યોએ અમારી કલમ અટકાવેલી છે, પણ આવા શબ્દ ગોઠવનાર જેવા કોઈ પુરૂષો સૂર્ય સામું છાબડું રાખીને કહે કે કોઇ સૂર્ય દેખતા નથી તે કેમ કબુલ થાય ? તેમજ ચઉત્થભતંનો અર્થ પોતાને નહીં સમજાતાં મુંઝાવાથી બીજાને અજાણ કહે અને પોતાને વિષે જાણપણાનો ડંભ રાખી ચરચામાં જેવા તેવા શબ્દ વાપરવા તે કાંઈ સારા મનુષ્યનું લક્ષણ નથી અને ચઉત્થભત્તંના ચાર ભક્ત કોનાથી મળે છે અને કોનાથી નથી મળતા તે આ ઠેકાણે કાંઈ લખવાની જરૂર નથી, પણ ચાલતી ચરચાએ આગળ ખુલાસો થશે ત્યાંથી સમજી લેવું.

વળી તેજ પાનામાં કહેછે કે "ભત્તં શબ્દનો અર્થ એકવાર જમવું થતો નથી. જો એકવાર જમવાનો અર્થ કરતા હોય તો ગૌતમ સ્વામીના છ ભક્ત મેળવી આપો ?" તેનો ઉત્તર–જ્યારે તમો એમ કહોછો કે ભત્તં શબ્દનો અર્થ એકવાર જમવું થતો નથી તો શું ગૌતમસ્વામી પારણાને દીવસે બે, ત્રણ, ચાર વખત ખાતા હશે એમ સમજોછો કે શું ? ના, ના, એમ સમજશો નહીં. જરા સિધંત ઉપર નજર કરો. કે જેજે ઠેકાણે ગૌતમસ્વામીના પારણાનો અધિકાર ચાલ્યો છે ત્યાં એમ કહ્યું છે કે પહેલે પહોરે સઝાય કરે, બીજે પહોરે ધ્યાન ધરે ને ત્રીજે પહોરે ગોચરીએ જાય. તેમજ વળી ઉત્રાધ્યયનના સમાચારી નામે ૨૬ મા અધ્યયનની ૧૨

મી ગાથામાં ઉત્કૃષ્ટી સમાચારી વાળાને દીવસના ભાગમાં શી રીતે વર્ત્તવું તે ગાથા નીચે પ્રમાણેછે તે તરફ નજર કરો.

**पढमंपोरसीसज्झायंबीएझाणंझियाय इ तइयाएभिक्खायरियं पुणो चउत्थी एसज्झायं ॥**

**અર્થ**:—**પ૦** પેહેલે પહોરે સઝાય કરે; **બી૦** બીજે પહોરે ધ્યાન ધરે; **ત૦** ત્રીજે પહોરે **ભિક્ષાચરી** તે ગોચરી કરે ને **પુ૦ વલીચ૦** ચોથે પહોરે સઝાય કરે; આવા અધિકાર ઘણે ઠેકાણે છે તો ગૌતમ સ્વામી આદે દઇને જેજે સાધુ ઉત્કૃષ્ટી કરણીના કરવાવાળા છે તેનો તો એજ આચાર છે પણ આખો દિવસ ખાખા કરવું એવો આચાર નથી પણ તમારી શ્રધામાંતો ગૌતમસ્વામી કેટલીવાર દિવસના ભાગમાં ખાતા હશે તેતો તમારા મનમાં રહ્યું. પણ તમારા લખવા પ્રમાણેતો તમો ગૌતમસ્વામીને એકવાર ખાવાનો નિષેધ કરોછો તેથી અમો એમ જાણીએ છીએ કે ગૌતમસ્વામી ઘણીવાર ખાતા હશે એવી તમારી શ્રધા છે પણ વિચાર કરી રાગ દ્વેશની પ્રણુતી રહીત જરા સૂત્ર સામું લક્ષ પૂર્વક જોઇ અનુભવ કરશો એટલે પુરતી રીતે તમોને સમજાશે કે ગૌતમસ્વામીને એક પહોરમાં ગોચરી કરતા કાંઇક પણ વખત નીગમે, તેમ આહાર કરતાં પણ કાંઈક વખત નીગમે, તો બીજી વાર ખાવાંનો વખત ક્યારે

આવે ? માટે ગૌતમસ્વામી પારણે એકજ વખત આહાર કરે એમ સમજવું. અને તેમના છ ભક્ત ખુલાસાથી મેળવી આપીશું. પણ આ ઠેકાણે કાંઈ જરૂર નથી માટે ચાલતી ચરચાએ આવશે તે ઉપરથી સમજવું.

વળી તેજ પાનામાં તમોએ ભક્ત શબ્દનો અર્થ કર્યો છે તેમાં કહોછો કે "ભક્ત કેહેતાં ભોજન, તે ભોજન બે એક દિવસનું અને બીજું રાત્રીનું. તેમાં મુનીને એક દિવસ ભક્ત કહ્યું તે સાખ સૂત્ર દશ વિકાળીકના છઠા અધ્યયનની एगभत्तंचभोयणं ઈતિ વચનાત્." તેનો ઉત્તરઃ—આ ઠેકાણે ભક્તનો ભોજન એવો અર્થ તમોએ કર્યો તે ઠીક પણ भोयणं નો અર્થ શું કર્યો? તેતો કાંઈ તમો બરોબર લખી શકયા નથી. પણ આ ઉપરથી તો એમ ખુલ્લું સમજાય છે કે ભત્તં તથા ભોયણંનો અર્થ તમો બરોબર સમજયા હોય તેમ લાગતું નથી. જો સમજાણો હોત તો તે પદનો બરોબર અર્થ થાત અને તુટક રહેત નહીં, માટે તે પદનો અર્થ પક્ષપાત ખેંચ્યા વિના સ્યાદ વાદ રીતે સિધંત રસ્તો વિચારીને જો નિચે પ્રમાણે કરશો એટલે તુરત સમજાશે અને તુટક રેહેશે નહીં.

હવે **एगंभत्तंच भोयणं** કેહેતાં મુનીને એક ભર્કતનું ભોજન કહ્યું એટલે જૈનકલ્પી તથા ગૌતમાદિક સાધુ જે ઉત્કૃષ્ટી કરણીના કરવા વાળાછે તેને તો **એ૦ ભ૦** કેહેતાં એકજ વખત **ભો૦** કેહેતાં ભોજન કરવું કહ્યું. અર્થાત:— દિવસના ભાગમાંજ એક વખત આહાર કરે એમ સમ-

જવું, અને તે સિવાય થીવર કલ્પી પ્રમુખ સાધુનો પણ એજ આચાર છે, પણ એટલો ફેર જે થીવર કલ્પીને ત્રીજે પહોરે ગોચરી કરવી એવો નિયમ નથી, કારણ કે દશ વિકાળીકના પિંડેસણા અધ્યનમાં કહ્યુંછે કેઃ—ગાથા.

**कालेण निख्कमे भिख्कू कालेण यप ड्रिक्कमे अकालचं विवज्जित्ता काले कालं समायरे॥**

**અર્થઃ**—કા૦ જે ઠેકાણે ગોચરી જવાનો કાળ સમજાય તે કાળે ગોચરીએ **નિ૦** નિકળે **ભિ૦** સાધુ **કા૦** અને ગોચરી પુરી થયેથી પાછા વળવાના કાળે **ય૦** વળી **પ૦** પાછો વળે **અ૦** ગોચરી જવાનો અકાળ તેને **વિ૦** વરજીને **કા૦** ગોચરી જવાનો જે કાળ **કા૦** તે કાળને વિષે **સ૦** સમાચરે પ્રવર્તે એટલે જે ગામમાં જે કાળે ગોચરી જવાથી આહારની પ્રાપ્તી થાય તે કાળે ગોચરી કરે. જેમ કે કોઇ ગામમાં પેહેલે પહોરેજ આહાર મળે ને બીજે પહોરે ન મળે. બીજે પહોરે મળે ને પેહેલે પહોરે ન મળે એમ ચાંરે પહોરનો વિચાર કરીને જે કાળે પ્રાપ્તી થવાનો કાળ સમજાય તે કાળે ગોચરી કરે. પણ ગોચરીનો કાળ અતિક્રમીં આહાર ન મળવાના કાળે ગોચરીએ ન જાય તેટલા માટે થીવર કલ્પી આશરી બીજો અર્થ સમજાય છે કે મુનીને એક ભક્ત ભોજન કરવું કહ્યું તે એક દિવસનું

ભક્ત, અને બીજું રાત્રીનું, તેમાં રાત્રીના ભકતનો તો મુનીને સર્વથા ત્યાગ છે, અને દિવસનું એક ભક્ત મોકળુંછે. પણ દીવસનું ભક્ત મોકળું જાણીને વારંવાર ખાખા કરે નહીં માટે થીવર કલ્પી પણ ઘણું કરીને એકજ વખત આહાર કરે. કદાપી ક્ષુધા વેદનીનો પરાભવ થાય તો બીજી વખત આહારની ગવેખણા કરે તેમાં કાંઈ બાધક નહીં કેમકે ઠાણાંગજીના છઠા ઠાણાંમાં કહ્યુંછે કે—સાધુ છ કારણે આહાર કરતો થકો આજ્ઞા અતિ કર્મે નહીં તે પાઠ:—

**छहिंठाणेहिं समणे निग्गंथे आहारमाणे णांइक्कमइ तंजहा गाथा वेयण वेयावच्चे इरिठाएय संजमठाए तह पाणवत्तियाए छठं पुण धम्म चिंताए. ॥**

**અર્થ**:—છ૦ છ થાનકે સ૦શ્રમણ નિ૦ નિગ્રંથ આ૦ આહાર કરતો ણા૦ આજ્ઞા અતિક્રમે નહીં તં૦ તે કહેછે વે૦ ક્ષુધા વેદની સમાવવા ૧ વે૦ આચાર્યાદિકની વૈયાવચ્ચ કરવા. ૨ ઈ૦ ઇર્યાસુમતિ પાળવાને અર્થે ૩ સ૦ સંજમ પાળવાને અર્થે. ૪ ત૦ તિમ પા૦ પ્રાણ રાખવાને. ૫ છ૦ છઠું પુ૦ વળી ધ૦ ધર્મની ચિંતનાને અર્થે. ૬ એ છ કા-

રણ કહ્યા તે માંહેલા જે કારણથી આહાર કરવો પડે તેને માટે વિતરાગ દેવે મને કરી નથી, પણ સૂર્ય ઉગ્યાથી તે આથમતા સુધીમાં વારંવાર આહાર કરે તેને વિતરાગ દેવે ઉતરાધ્યયનના ૧૭ મા અધ્યયનમાં પાપ શ્રમણ કહ્યા છે. માટે તદાકાળના એટલે ચોથા આરાના સાધુને તો ઘણું કરીને એકજ વખતે દિવસના ભાગમાં આહાર કરવાનું સ· મજાય છે, તેમ છતાં પણ જે દિવસે ઉપવાસ કરવો હોય તેને પારણે તથા ઉતરવારણે એકજ વખત આહાર કરે.

હવે સિધંતમાં ચઉથ્થભત્તં, છઠભત્તં, અઠમભત્તં, જે કહ્યા તે વિષે શું સમજવું તે લખીએ છીએઃ—તદાકાળના સાધુ જ્યારે એક ઉપવાસ કરે ત્યારે પારણે તથા ઉતરવા- રણે એક વખત એટલે એક ટંક આહાર કરે. ત્યારે બે ભક્તનો આગળ પાછળ ત્યાગ થયો અને ઉપવાસના બે ટંકના બે ભક્ત વરજ્યા એટલે ચાર ભક્તનો ત્યાગ થયો તેને ટીકાકાર તથા અર્થાકાર તથા પુર્વાપર વડેરાઓ ચઉ- થ્થભત્તં કહેછે. તેમજ ગૌતમાદિકના છ ભક્ત આવી રીતે સમજવા. જે આગળ પાછળ એક વખત જમતાં બે ભ- ક્તનો ત્યાગ થયો ને વચલા બે દિવસના ચાર ટંક ભેળવતાં છ ભક્તનો ત્યાગ થયો તેમજ અઠમભત્તંના આઠ ભક્ત આજ રીતે સમજવા એટલુંજ નહીં પણ તદાકાળના સા- ધુને એક ઉપવાસથી માંડીને જેટલા ઉપવાસ કરવા હોય તેને પારણે તથા ઉતર વારણે એક ટાણું આહાર કરીને આગળ પાછળના બે ભક્તનો ત્યાગ કરે, અને રાત્રીનો તો

મુનીને સર્વથા ત્યાગ છે માટે દિવસનાજ ભક્ત વરજ્યા એમ સમજવું. વળી કેટલાક લોકો કહે છે જે ચઉત્થ ભક્ત કરવા વાળાને ચાર ભક્તનો ત્યાગ થાય એમ ન સમજવું, તથા આગળ પાછળના એકેક ભક્તનો ત્યાગ કરી એટલે પારણે ઉતર વારણે એકેક વખત જમીને વચ્ચે ઉપવાસ કરે એમ પણ સમજવું નહીં તેનો ઉત્તરઃ—

અહો દેવાનું પ્રિય! ચઉત્થ ભક્ત કરવા વાળાને ચાર ભક્તના ત્યાગનો તથા આગળ પાછળના બે ભક્ત વર્જવાનો તમો નિષેધ કરોછો, ત્યારે ચઉત્થ ભક્ત કરવાવાળો કેટલા ભંક્તનો ત્યાગ કરે અને કયા કયા ભક્તનો ત્યાગ કરે ત્યારે તેનો ચઉત્થ ભક્ત શુદ્ધ થાય તે સૂત્રાર્થં અને ટીકાના આધારથી ખુલાસો કરી આપવો જોઇએ. અને સૂત્રના જાણ અને અજાણની પણ ત્યારેજ ખબર પડશે કારણ કે ચઉત્થ ભક્તના અર્થમાં તમોએ ત્રણ ભક્ત ત્યાગના ગણ્યા, તેમાં પણ બે રાત્રીના અને એક દિવસનું એ ત્રણ ભક્ત ત્યાગના ગણી આગળ પાછળના દિવસના ભક્ત સર્વથા ખુલ્લા રાખ્યા. આજે ચઉત્થ ભક્તનો અર્થ તમોએ કર્યો છે તે કોઈ સૂત્રનો મત લીધા વિના પોતાની મતિ કલ્પનાથી કર્યો હોય એમ સમજાય છે, કારણ કે ઠાણાંગજીના ત્રીજે ઠાણે ત્રીજે ઉદેશે કહ્યું છે કે—चउत्थ भत्तिय स्सणं भिक्खुस्स कप्पइ तउ पाणगाइं ઇતિઃ—ઈહાં ઠાણાંગજીના બડા ટબાના કર્ત્તાએ ચઉત્થ ભક્તનો અર્થ કર્યો છે તેમાં કહેછે કે પારણે ઉતરવારણે એકેકવાર જમે તે બે ભક્ત વર્જ્યાં. અને ઉપ-

વાસ દિનના બે ભક્ત એવં ચાર ભક્ત પરીહર્યા તે ચઉથ્થ ભક્ત તપ જેને છે તે ચઉથ્થ ભક્તિકઃ છઠાદિકને વિષે પણ એમજ **શબ્દાર્થ** કેહેવો. એ અર્થ શબ્દની ઉત્પતિનો છે. પ્રવર્તિપણે પણ એ ચઉથ્થ ભક્તનેજ એક ઉપવાસ કહ્યો એમ છઠાદિકને વિષે પણ જાણવું, એ સૂત્રાર્થે કહ્યો. તેમજ છાપેલા ઠાણાંગજીના પાને ૧૬૧ મેં ચઉથ્થ ભક્તની ટીકામાં પણ એજ પ્રમાણે કહ્યું છેઃ—

**यतः चउथ्थेतीएकंपूर्वदिने द्वेउपवासदिने चतुर्थंपारणकादिने भक्तं भोजनं परिहरतो यत्रतपासितच्चतुर्थभक्तं तद्यस्यास्तिस चतुर्थभक्तिकस्तस्य एवमन्यत्रापिशब्दव्युत्पत्तिमात्रमेतत् प्रवृत्तिस्तुचतुर्थभक्ता दिशब्दानामेका द्युपवासादिष्विति ॥ इति टीकाः ॥**

વળી ઠાણાંગજીની ભાષાંમાં પણ એમજ કહ્યું છેઃ

**चतुर्थभक्तः एक उत्तरवारणे एकपा**

रणे भक्तमुकेबेभक्त उपवासनाएवं चतुर्थभक्तः ॥इतिभाषाः ॥

વળી છાપેલા ભગવતીજીના પાને ૧૬૭મેં ખંધકજીના અધીકારે ટીકાકારે એમ કહ્યું છે જે, જેજે ઉપવાસમાં જેટલા ભક્ત બોલ્યા છે તેટલા ભક્તનો ત્યાગ કરે ત્યારે કહેલા ઉપવાસની સંજ્ઞા થાય જેમકે ચઊથ્થ ભક્ત વાળો ચાર ભક્તનો ત્યાગ કરે ત્યારે એક ઉપવાસની સંજ્ઞા થાય એમ છઠ્ઠા દિકને વિષે જાણવું. તે ટીકા પાઠઃ—

॥ चउथ्थं चउथ्थेणंति ॥ चतुर्थभक्तं यावद्भक्तंत्यज्यते यत्रतच्चतुर्थ मियंचोपवासस्यसंज्ञा एवंषष्टादिकमुपवासद्वयादेरिति ॥ इतिटीका ॥

આ ઉપરથી ચઉથ્થ ભક્ત કરવા વાળાને ચાર ભક્તનો ત્યાગ અને ઉપવાસના પારણે ઉતર વારણે અકેકવાર જમવું એ અર્થ સિદ્ધ થાયછે. તેમજ આચારાંગજીના પેલા શ્રુત સ્કંધમાં આઠમા અધ્યયનના ચોથા ઉદ્દેશે શ્રી મહાવીર સ્વામીના અધીકારે કહ્યુંકેઃ—

॥ गाथा ॥ छठेणं ए गयाभुंजे अ

# हवा अठमेणं दशमेणं दुवालसमेणं ए गयानुजे पेहमाणे समाहिं अपम्भिणे ॥

**અર્થ:**—એ સાતમી ગાથામાં કહ્યુંકે શ્રી ભગવંત માહાવીર સ્વામીએ એકદા છઠે આહાર કર્યો અથવા અઠમે તથા દશમે તથા દુવાલસમે એકદા આહાર કર્યો તો અહો! દેવતાના વહાલા ઈંહાં મહાવીર સ્વામીના ભક્ત શી રીતે મેળવી આપશો? અને શ્રી મહાવીર સ્વામીના ઉપવાસ તો નીરંતર આંતરા રહીત છે તો પારણું ઉતરવારણું એકજ દિવસે આવે ત્યારે પારણું ક્યારે કરતા હશે અને ઉતરવારણું ક્યારે કરતા હશે. તમો તો ઊપવાસ કરવા વાળાને આગળ પાછળ એક વખત જમવાની ના કહો છો તો મહાવીર સ્વામીના પારણા ઉતરવારણાના ટંક મેળવી આપો, અને અમારે મતે તો ચઊથ્થ, છઠ, અઠમાદિક સર્વ ઉપવાસમાં આગળ પાછળ એકજ વખત જમે એટલે આખા દિવસના બે ભક્તમાંથી એક ભક્તનો ત્યાગ થયો. જેમકે એક ટાણું કરવા વાળાએ એક ટંકનો ત્યાગ કરી એક ટંક મોકળું રાખ્યું વળી કયા ટંકનો ત્યાગ કર્યો અને કયુ ટંક મોકળું રાખ્યું તેનો કાંઈ નિયમ નહીં. દિવસના ભાગમાં જ્યારે આહાર કરે ત્યારે તેહનું એક ટક પુરૂં પડયું. અને એક ટંકનો ત્યાગ થયો તેમજ ઉપવાસના પારણા ઉતરવારણાના ભક્ત એજ રીતે સમજવા, અને

આચારાંગજીની ટીકામાં પણ મહાવીર સ્વામીના **છઠના** ૭ ભક્ત એજ રીતે કહ્યા છે. દિવસના બે ભક્ત ગણી આગળ પાછળ એકેક વખત જમી એકેક ભક્તનો ત્યાગ કરી બે દિવસના ચાર ભક્ત ત્યાગના ગણતાં ૭ ભક્તનો ત્યાગ કર્યો તે ટીકા પાઠ છાપેલા આચારાંગજીના પાને ૪૨૩ મે.—

**छठेण इत्यादिषष्टेनैकदाभुक्ते तथा नामैकास्मिन्नहन्येकभक्तं विधाय पुनर्दिनद्वयमभुक्त्वाचतुर्थोन्ह्येकभक्तामपि विघते ततश्चाद्यन्तयोरेकभक्त दिनयोर्भक्तद्वयंमध्यादिवसयोश्चभक्त चतुष्टय मित्येवंषण्णांभक्तानांपरित्यागात्षष्टं भवत्येवं दिनादिवृध्याष्टमाद्यायोज्ञमित्यथवा अष्टमेन दशमेनाथवा द्वादशमेनैकदाकदाचिद्भुक्तवान्: ॥**

એ મહાવીર સ્વામીના છઠના ૭ ભક્ત ત્યાગના કહ્યા તે-

મજ ગૌતમ સ્વામી વિગેરે સર્વ સાધુના જાણવા એટલુંજ નહીં. પણ અહો! દેવતાના વહાલા ચઊથ્થ, છઠ, અઠમાદિકને વિષે આગળ પાછળ એક વખત જમવાની ના કેહેવાથી તમોને ઘણે ઠેકાણે બાધક કરતા થશે. જેમકે જીવા ભીગમ તથા જંબુ ધીપ પનંતીમાં અંતર ધીપાના મનુષ્ય તથા એક પલ્યોપમના આઉખાવાળા જુગળીઆને ચઉથ્થ ભક્તે આહારની ઇચ્છા ઉપજે એટલે ચઊથ્થ ભકતે આહાર કરે તેમજ બે પલ્યના આઊખાવાળા છઠ ભકતે આહાર કરે અને ત્રણ પલ્યના આઉખાવાળા અઠમ ભકતે આહાર કરે. વળી તમારા છપાવેલા પ્રકરણ સંગ્રહમાં પણ એજ પ્રમાણે કહ્યું છે તો તેના ભક્ત શી રીતે મેળવી આપશો તેના પણ ત્રણ ભક્ત તમારી શ્રધાના ગણશો અને એકવાર ખાવાનો નિષેધ કરશો તો શું! જુગળીઆ પણ આહાર કરવાના દિવસે વારંવાર ખાખા કરતા હશે એમ સમજોછો? તેમજ ભગવતીજીના પેલે સતકે પેલે ઉદેશે તથા પનવણા પદ ૨૮માં કહ્યું કે અસુર કુમાર જાતના દેવતાનેજઘન્યપદે આહારની ઇચ્છા ચઊથ્થ ભકતે ઉપજે તેને પણ ખીણ ખીણ આહારની ઈચ્છા ઉપજે એવી ભ્રમના તમારા હ્રદયમાંથી નીકળી નહીં હોય કે શું? પણ અહો દેવાનુ પ્રિય જરા જ્ઞાનનેત્ર ઉઘાડી સૂત્ર સામી નજર કરો અને મત જંગની ભ્રમના દૂર મૂકી સરળપણાથી વિચાર કરો કે ચોથા આરાના મનુષ્યને ઉપવાસના પારણે ઉતરવારણે તથા ઉત્કૃષ્ટી કરણીના કરવા વાળા જે સાધુ તથા જુગળીઆ મનુષ્ય એ સર્વે આહાર કરવાના દિવસે તો એકજ વખત આ

હાર કરે તેમજ દેવતામાં પણ આહારની ઈચ્છા જે દિવસે ઉપજવાની હોય તેજ દિવસે એકજ વખત આહારની ઈચ્છા ઉપજે ત્યારપછી અંતર પડે માટે અહો દેવાનુપ્રિય ચઉથ્થ ભત્તંનો અર્થ તથા છઠ ભત્તંનો અર્થ સર્વ ઠેકાણે એકજ રીતે સમજવો અને આગળ પાછળ એકજ વખત જમી વચ્ચે ઉપવાસ કરે ત્યારેજ તેના ચઉથ્થ છઠાદિક શુદ્ધ થાય એ ચોથા આરાના મનુષ્યની ઉપવાસની વીધી કહી.

હવે જે વિધિયે ચોથા આરામાં ઉપવાસ થતા તે વિધિયે હાલના વખતમાં ઉપવાસ બની શકતા નથી કેમકે પંચમ આરો દુષ્મકાળ માહા કઠણ તેમાં ઉત્પન્ન થયેલા હીણ સંઘેણ ના ધણી એવા જે મનુષ્ય તેને એક ઉપવાસ કરવો તે માસ ખમણ જેવો આકરો લાગશે એવું તમારા છપાવેલા પ્રકરણ સંગ્રહમાં કહ્યું છે. વળી પંચમ કાળના મનુષ્ય ને ચોથા આરાના મનુષ્ય પ્રમાણે ઉપવાસ નહીં બની શકવાના સંભવથી આવસ્યક સૂત્રના કર્ત્તાએ સૂરૂગેનો પાઠ નાખ્યો છે કે જેથી કરીને ઉપવાસ કરવા વાળાને પારણે તથા ઉતરવારણે એક ટાણું નહીં બની શકવાથી પણ તેના ઉપવાસનો ભંગ ન થાય તેટલા માટે સૂરૂગે સુધીનો કાળ બાંધીને પચખાણ કરાવવા કહ્યા. હવે જેમ એક ઉપવાસના પચખાણ કહ્યા તેમજ બે ઉપવાસના તથા ત્રણ ઉપવાસ વિગેરે જેટલા ઉપવાસ કરવા હોય તેને તેટલા દિવસ સુધીના પચખાણ કરાવવાતે શુદ્ધછે અને સિધાંતમાં પણ કાળ બાંધીને પચખાણ કરાવવા

કહ્યાછે તે સાખ ભગવતીજી સતક સાતમે ઉદ્દેશેબીજે તથા ઠાણાંગજીના દશમે ઠાણે दसविहेपचरवाणे તે દશ પ્રકારના પચખાણ કહ્યા તેમાં દશમું अधाए એવો પાઠ છે એટલે અદ્ધા એવું કાળનું નામ છે, માટે અદ્ધાએ કેહેતાં કાળ બાંધીને પચખાણ કરાવવા તથા ભગવતીજીની ટીકામાં તથા ઠાણાંગજીની ટીકામાં પણ એમજ કહ્યું છે કે મુહુરત, પોરશી, પુરી મઢથી માંડીને અધમાસ, માસખમણ વિગેરે જેટલા ઉપવાસ કરવા હોય તે સર્વમાં કાળી બાંધીને પચખાણ કરાવવા તે દશમું અદ્ધા પચ્ચખાણની વિધિ છે તે. **यत:**

**अधाएत्ति अधाकालस्तस्या: प्रत्याख्यानं। पौरुष्या दिकालस्य नियम न माहच । अद्धापचरवाण जंतं कालपमाणं छेएणं पुरिमड्ढ पोरसीयं मुहुत्त मासद्ध मासेहं १ इतिटीकायां॥**

વળી તમોએ પ્રથમ સંવત ૧૯૩૮ ની સાલમાં ચરચામાં એક ઉપવાસ કરવા વાળાને સુરગે સુધીના પચ્ચખાણ કરાવવા કહ્યા હતા. ત્યારબાદ સંવત ૧૯૪૩ ની સાલમાં વહોરા જીવણ કાળીદાસના નામથી છપાવેલી એવી જે કલેશ ઉત્પન્ન થાવારૂપ વૃક્ષનું બીજક કડુક વચનરૂપ ચરચાઓ

સહિત સમાયક પડીક્રમણાની ચોપડી તેમાં એક ઉપવાસ કરવા વાળાને ચઉત્થભત્તં પચ્ચખામી એવો પાઠ દાખલ કર્યો છે. અને ચોપડીમાં મુદતગાર થઇને સુદ્ધ કરનારનું નામ ખુલી રીતે દાખલ કરેલું છે માટે તે લોકોને એટલુંજ પુછવાનું છે કે તમોએ જે પ્રથમની ચરચામાં સૂરૂગેનો પાઠ કહ્યો હતો તે શું અણસમજણને લીધે કહ્યો હતો ? અને હમણાં જે ચઉત્થભત્તંનો પાઠ નાંખ્યો છે તે શું સમજીને નાંખ્યો છે ? વળી આવશ્યક સૂત્રમાં પણ સૂરૂગેનો પાઠ છે તે ઉથાપીને કલ્પીત ઉત્પન્ન કરેલો ચઉત્થભત્તં પચ્ચખામીનો પાઠ નાંખીને આવસ્યક સૂત્રના કરતા જે ગણધર દેવ તેનાથી પણ અધીક ડાહાપણ માન્યું છે કે શું ? એટલુંજ નહીં પણ હાલના વખતમાં બત્રીશ સૂત્ર વર્ત્તે છે, તેમાં આવસ્યક સૂત્ર પણ કહ્યુંછે તે આવસ્યક સૂત્રના ઉથાપક એમ કહેછે કે "હાલમાં મૂળ આવસ્યક રહ્યું નથી, ને સહુ ગચ્છવાળાએ પોતપોતાની પરંપરા પ્રમાણે નવું આવસ્યકસૂત્ર બાંધ્યું છે તે આવસ્યક આજ પોતપોતાના ગચ્છમાં પ્રવર્ત્તે છે." આવી રીતે બોલનારને કહેવાનું જે અહો દેવતાના વહાલા તમોને એક સૂરૂગેનો પાઠ ઉથાપતા સંતોષ ન વલ્યો કે હામુકું આવસ્યકસૂત્ર ઉથાપવાનો ઇરાદો કર્યો ? પણ જરા સિધાંત સામું જુવો તો ખરા, કે જમાળી એક કાનોમાત્રનો ઉથાપક થયો તેને તો ઘણો સંસાર વધ્યો એવું સિધંતમાં વિતરાગદેવે કહ્યું તો હામુકા સૂત્રના

ઉથાપકને શું કહે ? તે જરા ધ્યાનમાં લાવવું જોઇએ. વળી કોઈ ગચ્છવાળાનું બોલવું તમારી માફક થતું નથી કારણ કે સર્વને આવશ્યક સૂત્રનોજ આધાર છે અને સર્વના આવશ્યક મૂળ સૂત્રે સરખાજ છે. મૂળ સૂત્રાવિના બાકી વધઘટ તે પરંપરા ભેદ છે તેથી કરીને આવસ્યક સૂત્ર નથી એમ ન કહેવાય, પણ તમારૂં આવસ્યકતો તમોએજ કલ્પીત ઠરાવીને માલ વિનાનું ગણી કાઢયું તેથી કરીને હવે તમારે કોઈ ઠેકાણે આવસ્યક સૂત્રની સાખ દેવા જેવું રહ્યું નથી.

હવે વળી તમો એક ઉપવાસના કરવા વાળાને ચાર ભક્તના પચ્ચખાણ કરાવોછો ત્યારે તમોને કોઈ પૂછવાવાળો મળશે કે તમોએ કયા ચાર ભક્તના પચ્ચખાણ કરાવ્યા ત્યારે તમારી શ્રદ્ધા પ્રમાણે તો તમારા ચાર ભક્ત કોઇ દિવસે મળવાના નથી કેમકે તમોએ જે ઠેકાણે ચઉથ્થ ભત્તંનો અર્થ કર્યો છે તે ઠેકાણે ત્રણ ભક્તનો ત્યાગ ઠરાવ્યો છે તેમાં બે રાત્રીના ને એક દિવસનું એ ત્રણ ભક્તનો ત્યાગ કરીને ચઉથ્થુ ભક્ત આવે ત્યાં સુધી એટલે ચઉથ્થો ભક્તતો પારણાનો રહ્યો. પણ ચાર ભક્તનો ત્યાગ તમારા ગણવા પ્રમાણે થયો નહીં, અને તમારી શ્રદ્ધાની ગણત્રી પ્રમાણે જો ચાર ભક્ત પચ્ચખાણના ગણીએ ત્યારે પાંચમે ભક્તે પારણું આવવું જોઈએ, અને પાંચમું . ભક્તતો ઉપવાસના બીજા દહાડાની રાત્રીએ આવે, અને રાત્રીના આહારતો મુનીને સર્વથા ત્યાગ છે. વળી ઉપવાસના બીજે

દહાડે દિવસના ભાગમાં પારણું કરે તો તમારી શ્રદ્ધા પ્ર- માણે ચોથા ભક્તનો ભંગ થયો માટે અહો દેવના પ્રિય તમારૂં વચન તમનેજ બંધન કરતા થયું કેમકે એક ઠે- કાણે ચાર ભક્તના પચ્ચખ્ખાણ કરાવોછો, ને બીજે ઠેકાણે ત્રણ ભક્ત ત્યાગમાં ગણીને ચોથા ભક્તનો ભંગ ઠરાવોછો માટે તમારી કલ્પીત ભાષા તમનેજ પકડનારી થઈ એટલુંજ નહીં પણ તમોએ જે ત્યાગના ત્રણ ભક્તની કલ્પના કરી પણ તે તમારી કલ્પના કોઈ દિવસ લાગુ થવાની નથી; કેમકે સાધુને તો રાત્રીના આહારનો સર્વથા ત્યાગ છે. જે દિવસથી દીક્ષા લીધી તેજ દિવસથી રાત્રીના ચારે આહા- રના નવે કોટીએ પચ્ચખ્ખાણ છે તે સાખ "દશ વિકાળીકના ચોથા અધ્યયનના છઠા અળાવાની सव्वंभंतेराइ भोयणं पच्च क्खामी ઈહાંતો ભગવંતની સાક્ષીએ સર્વથા રાત્રી ભોજનનો ત્યાગ કર્યો તે ક્યાં સુધી કે जावजीवाए એટલે જાવજીવ સુધી માટે અહો દેવાનુ પ્રિય ! ઇહાંતો સાધુને ચારે આહારના નવે કોટીએ જાવજીવ સુધી સર્વથા પચ્ચખ્ખાણ છે. ને વળી તમો ફરીથી રાત્રીના ભક્તનો ત્યાગ કરાવોછો તો સાધુને રાત્રીમાં કયા આહારનું ભક્ત મોકળું છે કે જેથી કરીને રાત્રીના ભક્ત તમારે ત્યાગવાનું પ્રયોજન પડયું ? પણ અ- હોદેવાનુ પ્રિય સિધાંતમાં જે કહેલા ઉપવાસ તેના ભક્તની મેળવણી કરતાં રાત્રીના ભક્ત ગણવાથી ઘણા દોષ ઉત્પ થાય છે. અને આખા દિવસનું એક ભક્ત ગણવાથી ચઉ-

થ્થ ભક્ત કરવાવાળા સાધુને તો તમારી શ્રદ્ધાનો એકજ ભક્તનો ત્યાગ થાયછે માટે ચઉથ્થ ભક્તના ચાર ભક્ત ત્યાગના ગણવા જોઇએ તેને બદલે તમોએ ત્રણ ભક્ત ત્યાગના ગણ્યા તે પણ સરખી રીતે મળ્યા નહીં.

વળી તમો કહોછો કે ઉપવાસ કરે તેને અંતર વારણે અવસ્ય ચઉવિહારના પચ્ચખાણ કરવાજ જોઈએ આ તમારૂં બોલવું ઠીક છે. પણ કેટલાક લોકતો અંતર વારણે ચઉ વિહારના પચ્ચખાણ નહીં કરતાં જે દિવસે ઉપવાસ કરવો હોય તે દિવસે આવીને કહે કે માહારાજ ઉપવાસ કરાવો ત્યારે તમો શી રીતે કરાવશો ? પણ એમતો સમજાય છે કે તમારા કલ્પીત ચઊથ્થ ભત્તં પચ્ચખામીના પાઠની દ્રઢતા કરવાને આના બે ભક્તનો ભંગ થતો જાણીને પણ તે ઉપર સરત નહીં રાખતાં ચાર ભક્તના પચ્ચખાણ કરાવવા વખત ચુકતા નહીં હો ! પણ અહો દેવાનુંપ્રિય તમારા કલ્પીત પાઠની સ્થાપના કરતાં ઘણે ઠેકાણે સિધાંત વચન દુહવાય છે. વળી તમારી ચાલતી પરંપરાનો પણ લોપ થાય છે, અને ઉપવાસ કરવા વાળાના પચ્ચખાણમાં પણ ભંગ થાય છે. વળી કોઈ સૂત્રનો મત લીધા વિના કલ્પીત પાઠનું સ્થાપન કરનાર અધિક પરૂપણાનો અધિકારી થાય છે, માટે એવી ખોટી પરૂપણાનું સ્થાપન કરવું નહીં અને સિધંતમાં સૂરૂગે પ્રમુખનો કાળ બાંધીને પચ્ચખાણ કરવાની વીધી કહી છે તે વીધીયે ઉપવાસ કરાવવા તે શુદ્ધ છે.

વળી કેટલાક કહે છે કે એક ઉપવાસમાંતો સૂરગે સુધી-નો ધી કાંબળા પચ્ચખાણ કરાવવા તે શુદ્ધછે કેમકે આ વસ્યક સૂત્રમાં ઉઘાડો પાઠછે માટે; પણ બે ઉપવાસવાળાને તો છઠ ભત્તં પચ્ચખામી, ત્રણ ઉપવાસવાળાને અઠમભત્તં પચ્ચખામી, એમ ચાર ઉપવાસવાળાને દશ ભત્તં પચ્ચ-ખામી એમ જેટલા ઉપવાસ કરવા હોય તેને બમણા કરીને ઉપર બે ભેળવીને પચ્ચખાણ કરાવવા અને સૂત્રમાં પણ ભત્તં શબ્દ કહ્યા છે માટે ભત્તં શબ્દ કાઢી નાખવા નહીં. તેનો ઉત્તરઃ—જ્યારે તમો કહોછો કે સિધાંતમાં ભત્તં શબ્દ કહ્યા છે તે કાઢી નાખવા નહીં તે ઠીક છે પણ જે પ્રમાણે સિધાંતમાં ઉપવાસ તથા પારણાની વીધી કહી છે તે પ્રમાણે હાલના વખતમાં બની શકે છે કે કાંઇ ફેરફાર રહે છે ત્યારે તે કહે છે કે તે પ્રમાણેતો બની શકતું નથી અને તેના ઉપવાસમાં ભંગ પણ થાય છે એમતો અમોને સમજાય છે પણ તે ભંગનું પાપ તો ઉપવાસ કરવાવાળાને માથે રહ્યું, પણ આપણેતો જે વિધિયે ઉપવાસ કરાવવા કહ્યા છે તેજ વિધિયે કરાવવા. જેમકે કોઇ બાઈ તથા ભાઇ પોષો કરવા ઉભા થયા તેના પગ તથા હાથ તથા કાનમાં કોઇ ઠેકાણે સોના રૂપાનું ઘરેણું પેહેરેલું હોય અને ઘણી મેહેનતે નીકળે એવું ન હોય તેને પણ પોષાની વીધી પ્રમાણે મણી સોવનના પચ્ચખાણ કરાવીએ છીએ તેમાં જેટલું મણી સોવન ત્યાગ્યું નથી તેટલાનો તેને ભંગ થયો એમજ ઉપવાસમાં સમજવું. તેનો ઉત્તરઃ—અહો દેવાનુ-

પ્રિય ! આવા દાખલા આપીને દોષીલા પચ્ચખાણનું સ્થાપન કરવું તે કાંઇ ઘટાર્થ નથી કેમકે આવસ્યક સૂત્ર મધ્યે પોપાની વીધીમાં મણી સુવનના પચ્ચખાણ કહ્યાછે તે બહુળતાએ મણીસુવનનો ત્યાગ કરવા માટે પણ હાથ તથા પગ વિગેરે ઠેકાણે પહેરેલા કડલા પ્રમુખ જે મણીસુવન તે કદાપી નિકળે એવું ન હોય તેથી તેને પોષો કરવામાં આડખીલ થાય એવું જાણી તથા તેના પોપામાં ભંગ થતો જાણી પુર્વાપર વડેરાયે તેની સુદ્ધતા કરવા માટે મણી સુવનના પચ્ચખાણની આદીયે उमक એવો પાઠ નાખીને ઉમક મણીસુવનના પચ્ચખાણ કરાવવા કહ્યા છે, અને ભગવતીજીના બારમા સતકે પેહેલે ઉદ્દેશે પોપાના અધિકારમાં ઉમક મણીસુવનનો પાઠ પણ છે. વળી તેના અર્થાકારે મૂકયા છે મણીસુવન એવો અર્થ પણ કર્યોછે માટે ઉમક મણીસુવનના પચ્ચખાણ કરાવવાથીમૂકેલા મણીસુવનના પચ્ચખાણ થયા પણ પેહેરેલાના થયા નહીં તેથી કરીને તેના પચ્ચખાણમાં ભંગ પણ થયો નહીં એમ સમજવું માટે પચ્ચખાણના કરાવનાર જાણ હોય તો સિધાંત રસ્તો વિચારીને આગલાના પચ્ચખાણમાં ભંગ ન થાય તેવી વીધીયે પચ્ચખાણ કરાવે એટલે પચ્ચખાણનો કરનાર તથા કરાવનાર એ બંને શુદ્ધ કેહેવાય.

હવે સિધાંતમાં भत्तं શબ્દ કહ્યા છે, પણ भत्तं શબ્દ પછી પચ્ચખામીથી અપાણ વોશીરામી સુધીની વિધી કહોછો તેવી રીતે કોઈ સૂત્રમાં સમજાતું નથી. અને આવ-

સ્યક સૂત્રમાં ઉપલી વીધી છે. પણ આદી પાઠમાં ભત્તં શબ્દ નથી માટે આવસ્યક સૂત્રમાં જે સૂરૂગેનો કાળ બાંધીને વીધી સહીત પચ્ચખાણ કરાવવા કહ્યા તે એકજ ઉપવાસ આશરે સમજવા નહી, કેમક તે પાઠ જો એકજ ઉપવાસ આશરે કહ્યો હોય તો બે ઉપવાસ તથા ત્રણ ઉપવાસ વિગેરેના પચ્ચખાણની વીધીના બીજા પાઠ જોશે, પણ તે પાઠતો હામુકાજ નથી માટે એક ઉપવાસથી માંડીને જેટલા ઉપવાસના પચખાણ કરવા હોય તેના આવતા દિવસના સૂરૂગે સુધીનો કાળ બાંધીને પચ્ચખાણ કરાવવાની વીધી કહી છે, અને સિધંતમાં પણ કાળ બાંધી પચ્ચખાણ કરાવવા કહ્યા છે તે સૂત્રના પાઠ સુધાં અમો આગળ લખી ગયા છીએ. હવે તમો જે ઉપવાસ કરવા વાળાને ભત્તં શબ્દને અંતે પચ્ચખામી શબ્દાદિ પાઠ જે લગાડોછો તે સૂત્ર વિરૂદ્ધ છે, કેમકે ગૌતમાદિકના અધિકારમાં પણ પચ્ચખામી શબ્દ કોઈ ઠેકાણે કહ્યા નથી તે સૂત્ર પાઠ:—ભગવતીજીમાં छठछठेणं अणिरकीतेणं એવો પાઠ છે. તથા અંતગડ દશામાં તપના અધિકારે छठेकरइ करेता એવું કહ્યું છે આવા પાઠ તો સિધંતમાં ઘણેજ ઠેકાણે છે, પણ પચ્ચખામી શબ્દ કોઇ ઠેકાણે આવતો નથી. ફકત આવસ્યક સૂત્રમાંજ આવે છે માટે આવસ્યક સૂત્રમાં જે સૂરૂગે સુધીનો કાળ બાંધીને ઉપવાસ કરાવવાની વીધી કહી તેજ ખરીછે, તો ભત્તં શબ્દમાં પચ્ચખામી શબ્દ ઘાલીને પચ્ચખાણ કરાવવા નહીં.

વળી કેટલાક લોકો કહેછે કે ઉપવાસોમાં ભત્તં શબ્દ ઘા

લીને જે પચ્ચખાણ કરાવીએ છીએ તે પ્રમાણે કોઇ સૂત્રમાં જણાતું નથી. પણ પરંપરા ચાલ્યું આવે છે, માટે તે ફેરવવું નહીં તેનો ઉત્તરઃ—અહો દેવાનુ પ્રિય જ્યારે તમો એમ કહોછો કે પરંપરાચાલ્યું આવેછે તે ફેરવવું નહીં, ત્યારેતમારીજ પરંપરા આજ દીન સુધી ત્રણ નમો થુણં કેહેવાની ચાલી આવે છે તે દરમીયાનમાં કેટલાક કહેછે જે બેજ નમો થુણં કેહેવા. વળી કેટલાક એમ પણ કહેછે કે એકજ નમોથુણં સીદ્ધનુંજ કેહેવું. આવી રીતે નોખી નોખી પરૂપણાના કરનારાએ પરંપરા ફેરવી કહીએ કે નહીં? એટલુંજ નહીં પણ અહો દેવતાના વહાલા તમારીજ પરંપરા હમણાજ સુધી પેલા ખામણામાં ઉત્કૃષ્ટા એકસો શીતેર તિર્થંકર કેહેવાતા તે ફેરવીને હાલમાં એકસો સાઠ તિર્થંકર કેહેવાની નવી પરંપરા બાંધીછે તો એકસો શીતેરની પરંપરા કેમ ફેરવી ત્યારે તે કહેકે પાંચ ભરત, પાંચઇરે વ્રતના દશ તિર્થંકર પ્રત્યક્ષ હાલ નથી, માટે દશ તિર્થંકરને અભાવે એકસો સાઠ કહેવા તે શુદ્ધ છે અને પરંપરા એકસો શીતેર કહેવાતા તેતો રૂઢ રસ્તે. હવે જેમ રૂઢ રસ્તાની પરંપરા ફેરવીને શુદ્ધ રસ્તાનું સ્થાપન કર્યું તેમજ ઉપવાસોમાં ભત્તં શબ્દ ઘાલીને પચ્ચખાણ કરાવવાથી તેમના ઉપવાસમાં ભંગ થાયછે, માટે કાળ બાંધીને પચ્ચખાણ કરાવાવા તે શુદ્ધ છે એટલુંજ નહીં પણ સિધંત વચન પ્રમાણે વર્ત્તતા પરંપરાનો લોપ થાયજ નહીં. જેમ કે હાલ વર્ત્તમાન કાળમાં કેટલાક સમુદાયમાં ચતુરમાસું પુરૂં થયેથી એટલે કાર્તાક ચોમાંસી પ્રતિક્રમણ કર્યા પછી તે ઉ-

પરાંત એક બે દિવસ વધારે રેહેવાની પરંપરા ઠરાવે છે. તેજ સમુદાયના કોઈ સાધુ ચોમાસી પ્રતિક્રમણ કર્યા પછી ઉપરાંતના દિવસ નહીં રેહેતાં પડવેને દિવસે વિહાર કરનારાને શું પરંપરા લોપી કહીએ? ના,ના, કદી એવું સમજશો નહીં. સૂત્ર પ્રમાણે વર્તતાં પરંપરાનો લોપ કદી થાયજ નહીં, અને સૂત્ર વચન ઉથાપતાં પરંપરાનો લોપતો પેહેલોજ થયો. જેમ કે આવસ્યક સૂત્રના ઉથાપકે સૂરૂગેનો પાઠ કાઢી નાખીને ચઉથ્થ ભત્તં પચ્ચખામીનો કલ્પીત પાઠ દાખલ કરી પોતાની નવી પરંપરાનું સ્થાપન કર્યું, પણ સૂરૂગે તો મુળથીજ સર્વ પરંપરા વર્ત્તે છે, અને સિધંતમાં પણ ખુલ્લો પાઠ છે માટે તે ઉથાપના કરનારેજ સૂત્ર વચન તથા પરંપરાનો લોપ કર્યો એમ સમજો.

વળી ઉપવાસોમાં ભત્તં શબ્દ ઘાલીને પચ્ચખાણ કરાવે છે તેને કોઈ પ્રશ્ન પૂછે જે તમો બે ઉપવાસ વાળાને છ ભક્તના પચ્ચખાણ કરાવોછો તે કયા છ ભકતના પચ્ચખાણ કરાવ્યા? જ્યારે પચ્ચખાણના છ ભકત મેળવવા ઘણાં ફાંફાં મારે પણ તેના છ ભક્ત કોઇ રીતે મળે નહીં ત્યારે પ્રશ્ન પૂછવા વાળાને ઉત્તર દેવાને બદલે કોપાયમાન થઈને કહે કે જેણે ભત્તં શબ્દ કાઢી નાખ્યા છે તેને પૂછજો. ત્યારે તેને કહેવાનું કે અહો દેવાનુ પ્રિય આ પ્રશ્ન તો તમનેજ પૂછવાનું છે કેમકે બે ઉપવાસ કરવા વાળો આગળ પાછળના બે ભક્તનો ત્યાગ કર્યા વિના તથા અતરવારણે ચોવિહાર પણ કર્યા વિના જે દિવસે ઉપવાસ કરવો હોય તેજ દિવસે પચ્ચખાણ જે કરવા આવે

તેને તમો ભત્તં શબ્દને પચ્ચખામી સુધા પાઠ ઘાલીને છ ભક્તના પચ્ચખાણુ કરાવો છો માટે તમારેજ પચ્ચખાણુના છ ભક્ત મેળવી આપવા જોઇએ.

વળી કોઇ એમ કહે જે એક ઉપવાસ કરવા આવનાર ધણી એક ઉપવાસના પચ્ચખાણુ માગે તેને તો અમો સૂરગે સુધીના પચ્ચખાણુ કરાવીએ છીએ, પણ બે ઉપવાસ કરવા હોય ત્યારે છઠના પચ્ચખાણુ માગે તથા ત્રણ ઉપવાસ કરવા હોય ત્યારે અઠમના પચ્ચખાણુ માગે તેને તો તે પ્રમાણે પચ્ચખાણુ કરાવવા તેમાં કાંઈ બાધક નહીં તેનો ઉત્તર:— જ્યારે તમો એમ કહોછો કે જે પ્રમાણે જે ધણી પચ્ચખાણુ માગે તે પ્રમાણે તેને પચ્ચખાણુ કરાવવા તેમાં કાંઈ બાધક નહીં તે ઠીક, પણ ચાર ઉપવાસ કરવા વાળોતો ચાર ઉપવાસનાજ પચ્ચખાણુ માગે છે પણ દશ ભક્તના પચ્ચખાણુ માગતો નથી. એમ પાંચ ઉપવાસ વિગેરે જેટલા ઉપવાસ કરવા હોય તેટલાજ ઉપવાસના પચ્ચખાણુ માગે છે તેને પણ તમો તે પ્રમાણે પચ્ચખાણુ નહીં કરાવતાં ભત્તં શબ્દ ઘાલીને પચ્ચખાણુ કરાવો છો અને તેના પચ્ચખાણુને ખામી લગાડોછો માટે તે પ્રમાણે પચ્ચખાણુ કરાવવા નહીં, અને રૂઢ રસ્તાની પકડ પણ કરવી નહીં કારણુ કે હાલમાં જે બે ઉપવાસને છઠ અને ત્રણ ઉપવાસને અઠમ એવી રીતે બોલવામાં વપરાય છે તે એકંત રૂઢ રસ્તે વપરાય છે પણ તેના ભાવાર્થની તેને ખબર નથી. પણ પરીણામે તો છઠ એટલે બે ઉપવાસ કરવા અને અઠમ એટલે

ત્રણ ઉપવાસ કરવાની તેની વ્રતિ છે જેમકે કેટલાક લોકો સોળ ઉપવાસને સોળ ભથું કહે છે, અને પચ્ચખાણ લેવા વેળાએ પણ એમજ કહેછે, કે સોળ ભથું કરાવો ત્યારે તમો તેને ચોત્રીશ ભક્તના પચ્ચખાણ કરાવો છો પણ તેના કેહેવા પ્રમાણે તમે સોળ ભક્તના પચ્ચખાણ કરાવતા નથી માટે ચોત્રીશ ભક્તના પચ્ચખાણ કરાવતાં તેના કેહેવા પ્રમાણે પચ્ચખાણ કરાવ્યા એમ ઠર્યું નહીં અને તેના કેહેવા પ્રમાણે સોળ ભક્તના પચ્ચખાણ કરાવતાં તમારી શ્રદ્ધા પ્રમાણે સાત ઉપવાસ થયા, પણ સોળ ઉપવાસ થયા નહીં. અને તે આશામીને તો સોળ ઉપવાસ કરવા છે અને સોળ ભથું પણ તેનેજ કહેછે માટે અહો દેવાનુ પ્રિય! પ્રથમં તો તેની ભાષા સમજવી. જે સોળ ઉપવાસને સોળભથું કહ્યું તે એક જાતની રૂઢ રીતી પણ આપણે તો તેને સોળ ઉપવાસનાજ પચ્ચખાણ કરાવવા તે શુદ્ધ છે. તેમજ છઠ અઠમમાં સમજવું. કેટલેક ઠેકાણે બે ઉપવાસને બે ઉપવાસ તથા ત્રણ ઉપવાસને ત્રણ ઉપવાસ કહેછે. વળી કેટલેક ઠેકાણે બે ઉપવાસને છઠ તથા ત્રણ ઉપવાસને અઠમ કહેછે. વળી કેટલેક ઠેકાણે બે ઉપવાસને બેલો તથા ત્રણ ઉપવાસને તેલો પણ કહેછે એમ ઘણા પ્રકારની ભાષા વપરાય છે પણ પરમાર્થે તો તેને બેજ દિવસ તથા ત્રણ દિવસ વિગેરે જેટલા ઉપવાસ કરવા હોય તેટલાજ દિવસનો ત્યાગ કરવાની વ્રતિ છે, માટે તેને તેટલાજ દિવસનો ત્યાગ કરાવવો, પણ ભક્તનો ડોળ વ્રથા ઘાલવો નહીં.

આ ગ્રંથ વાંચવા ઉપરથી કોઇ ભદ્રીક જીવના હૃદયની

અંદર કદાપી આ શંકા ઉત્પન્ન થાય જે આ ગ્રંથ કરનારને ભત્તં શબ્દ કેહેવાની શ્રદ્ધા નહીં હોય કે શું? તેઆ શંકાનું સમાધાનઃ—સુજ્ઞ અને ડાહ્યા લોકોએ આ ગ્રંથ વાંચીને પુરી રીતે માહીતગાર થવું, અને હાલના વર્તમાનકાળના લોકોના ઉપવાસ કરવા ઉપર ધ્યાન લગાડવું. જે ચોથા આરાના મનુષ્ય જેમ આગળ પાછળના ભક્ત વરજીને ઉપવાસ કરતા તેમજ હાલના વખતમાં ઉપવાસ કરે છે કે કેમ? જ્યારે આગળ પાછળના ભક્તનો ત્યાગ નહીં કરનારાને પણ ઉપવાસ કરાવતી વખત જે આગળ પાછળના ભક્ત ભેળવીને તેને પચ્ચખાણ કરાવે છે ત્યારે તેણે જાણીનેજ દોષીલા પચ્ચખાણ કરાવ્યા એમ થયું, તો એવી રીતે જાણીને દોષીલા પચ્ચખાણ કરાવવા તેતો અમારી શ્રદ્ધા નથી; પણ અમારી શ્રદ્ધા એવી તો છે જે આગળ પાછળના ભક્ત વરજી ઉપવાસ કરનારને તો તેજ પ્રમાણે ઉપવાસ કરાવવા તેમાં કાંઈ બાધક નથી પણ આ સમયમાં તો ઘણું કરીને તે પ્રમાણે ઉપવાસો કરનારા જોવામાં આવતા નથી. માટે કાળ બાંધીનેજ ઉપવાસ કરાવવા તેજ શુદ્ધ છે, અને સિધંતમાં પણ તદાકાળે આગળ પાછળ ભક્ત વરજીને ઉપવાસ કરનારાને તે પ્રમાણે ઉપવાસ કરાવવા; અને આગળ પાછળના ભક્ત નહીં વરજનારાને ઉપવાસના જેટલા દિવસ તેટલાજ દિવસના ભક્ત વરજીને એટલે કાળ બાંધીને ઉપવાસ કરાવવા કહ્યા છે તે ભગવતીજી સતક પચીશમેં ઉદ્દેશે સાતમેં તપસ્યાને અધિકારેઃ—

अद्धमासिएभत्ते मासिएभत्ते दो मासिएभत्ते तिमासिएभत्ते जावछ मासिएभत्ते इति वचनात् ॥

તથા ઠાણાંગજીના ત્રીજે ઠાણે ત્રીજે ઉદ્દેશે

कप्पइ निग्गंथाणंवा निग्गंथिणंवा तउ पायाइं धारित्तएवा परिहरित्तए वा तंजहा लाउयपाएवा दारुपाएवा मट्टियापाएवा ॥

**અર્થ**:—ક૦ કલ્પે **નિ૦** સાધુ સાધ્વીને **ત૦** ત્રણ **પા૦** પાત્રા **ધા૦** ધારીવા **પ૦** ભોગવવા **તં૦** તે કહે છે **લા૦** તુંબડાનું પાત્ર **દા૦** કાષ્ટનું પાત્ર **મ૦** માટીનું પાત્ર સરાવલા. ઘડીયાદિક તથા છાપેલા ઠાણાંગજીના પાને ૧૫૧ મે ટીકાકારે કહ્યું કે,

यतः कल्पतेयुज्यते युक्त मित्यर्थः धारित्तए त्तिधर्त्तुं परिग्रहे परिहर्तुंप रिभोक्तु मिति अथवा धारणयात

**वभोगो परिहारणा होइ परिभोगो त्ति अलाबुपात्रंतुंबकं दारु पात्रं काष्टमयं मृत्तिकापात्रंमृन्मयं शरावला घटिकादि ॥इतिटीकाः॥**

આવી રીતે માટલી પ્રમુખ માટીના ઠામ સાધુને રાખવા ઘણે ઠેકાણે કહ્યા છે.

હવે કેટલાએક પ્રતિવાદી સાધુઓ કહે છે જે અમે માટલી પ્રમુખ માટીના ભાજન નથી રાખતા તેને વાદી સાધુ પૂછે જે શા માટે નથી રાખતા? ત્યારે પ્રતિવાદી કહે કે માટલીમાં પાણી નાખવાથી તે પાણી ઠરીને શીત થાયછે માટે સ્વાદ જાણી પાણી ઠારીને પીવું નહીં. આવી રીતે બોલનાર જે પ્રતિવાદી તેને કહેવું જે અહો દેવતાના વહાલા! આ તમારા બોલવા પ્રમાણે એમ સમજાય છે કે તમે ઠરેલું પાણી પીતાજ નહીં હો, તેમજ ગ્રહસ્થના ઘરે માટીનાં ભાજનમાં ઉષ્ણ પાણી ઠરેલું અથવા માટીના ભાજનમાં રહેલું તે પણ તમારે પીવું કલ્પતું નહીં હોય તથા ઉષ્ણ પાણીને શીત કરવાના પ્રયોગ પણ મેળવતા નહીં હો, અને જ્યારે તમારે પાણી પીવાની પીપાશા થતી હશે ત્યારે પણ ઉષ્ણ એટલે શીત થયા વિનાનુંજ પાણી

તમારી ધારેલી પ્રતિજ્ઞાનો ભંગ ન થવા માટે પીતા હશો.

હવે જ્યારે કહોછો જે સ્વાદ અર્થે પાણી ઠારી પીવું નહીં ત્યારે તમો પાત્ર માંહે પાણી નાખી તે માંહે રજસ્નાન ઓળી નીંગળતા શા માટે રાખોછો કે જેથી કરીને પાણીની નીકું ચાલે છે એટલુજ નહીં પણ તુંબડા તથા પાત્રામાં પાણી ઘાલી તે તુંબડાનું તથા પાત્રાનું મોઢું બાંધી ઊંધે મુખે ઊંચા લટકાવી મૂકોછો તે શા માટે ? તો અહો દેવતાના વહાલા એ પ્રમાણે ઊંચા તુંબડા તથા પાત્રા લટકાવી પાણી ઠારી પીવાની તમને ભગવંતે આજ્ઞા દીધી છે ? અને માટીના ભાજનમાં ( માટલીમાં ) પાણી રાખવાની સર્વ સાધુ આરજાને તો આજ્ઞા દીધી છે પણ તમનેજ નથી દીધી એવું માનોછો કે શું ? પણ અહો દેવતાના વહાલા ! એ પ્રમાણે ઊંચા તુંબડા તથા પાત્રા લટકાવવાથી બે પ્રકારની વિરાધના થાય છે તે તુંબડું તથા પાત્રું ઊંચું બાંધતાં તથા છોડતાં જો તે ત્રટકે તો પોતાના શરીરના અવયવનો છેદ થાય, તેથી આત્મ વિરાધના થાય ૧. અને હેઠે પડવાથી છકાય માયલા જીવ હણાવાથી પરવિરાધના થાય ૨. માટે એવી આત્મ વિરાધના અને પરવિરાધનાના કરતવ્યની તો ભગવંતે ના કહી છે.

વળી એક ગામમાં વાદીએ માટલીમાં પાણી નાખેલું તે પ્રતિવાદી દેખીને કહે કે અરેરે! આવી રીતે માટલીમાં પાણી ઠારી કોઈ દિવસે પીધું નહીં ત્યારે તેજ વખત વાદીએ પૂછયું

